ખુદાને આજ તક ઉસ કૌમકી હાલત નહીં બદલી

૭૮૬

"ઈન્નલ્લાહા લા યો ગય્યેરો મા બેકવમિન
હત્તા યો ગય્યેરો મા બે અનફોસેહિમ"

અર્થ:—અલ્લાહ કીસી કવમકી હાલત નહી બદલતા, જબ
તક વોહ કવમ આપ અપની હાલત ન બદલે."

# વતને હિન્દકે સોયે હુવે "ખત્રી" જાગો.

પત્રિકા નં. ૨.

લખનાર અને પ્રગટ કરનાર
ખત્રી અબ્દુલ્લા અલીમ[illegible] જુનાગઢ.

સુચના—પત્રિકા મંગાવનારે નીચલે ઠેકાણે અર્ધા આનાની
ટીકીટ બીડવી.

ખત્રી અલીમોહમ્મદ હાજી અબ્દુલ્લા
માણાવદર.

ન હો જીસકો ખ્યાલ આપ અપની હાલતકે બદલનેકા

ખુદાને આજ તક ઉસ કૌમકી હાલત નહીં બદલી

ન હો જીસકો ખ્યાલ આપ અપની હાલતકે બદલનેકા

# “બે બોલ”

“બે બોલ” એ મથાળા હેઠળ બે નાં બદલે બાર કે બત્રીસ બોલ લખી નાખવાની જુની પ્રથા છે. જ્હારે બે બોલમાં માત્ર બેજ વસ્તુઓ જણાવવાની છે, તે એ કે પત્રિકા મજકુરનો કુલ્લે ખર્ચ આપણીજ જ્ઞાતિનાં એક આદર્શ હમદર્દ સદગ્રહસ્થ તરફથી મને મળ્યો છે. એ ઉદાર દીલ સખી વજુદને નામનો મોહ નથી. પણ કાર્ય કરવાની સાચી ધગશ છે. અને તેથીજ તેમણે પોતાનું નામ જાહેરમાં નહી મૂકવાની ભલામણ કરી છે. અલ્લાહ તેમને તેમનાં આવાં નેક કૃત્યોનો સંપુર્ણ બદલો આપે, અને અન્ય જ્ઞાતિજનોને પણ જન સમાજની સાચી સેવા કરવાની સદબુદ્ધિ અર્પણ કરે એજ અભ્યર્થના.

તારીખ. ૨૧-૯-૧૯૩૧. પ્રગટ કરતા.



بسم الله الرحمن الرحيم

# આપણે ક્યાં છીએ?

## "જાગ્રત જગતમાં ખત્રીઓનું સ્થાન."

વર્તમાન યુગ એ સમસ્ત જગતનાં માટે જાગ્રતિનો યુગ ગણાય છે. વિજ્ઞાન યુગ અને ક્રાન્તિનો યુગ પણ કહી શકાય. પ્રગતિને પંથે વેગથી આગળ વધી રહેલા સમસ્ત જગતની ક્રન્તિકારી ચળવળો સાથે ખત્રીઓની સાંપ્રત સ્થીતિ વીલોકતાં પારાવાર દુઃખ થાય છે. ઉદ્યોગ હુન્નર અને કેળવણી રૂપી જીવનનાં આવશ્યક અંગોને આજે વર્ષોથી નહી પણ સદીઓથી જગતની જાગ્રત પ્રજાઓએ અપનાવી લીધા છે. જગતનાં દ્રષ્ટાંતને બાજુએ રાખી ખુદ આપણાંજ દેશમાં આપણીજ નજરો આગળ તડામાર તૈયારીઓમાં મશગુલ બનેલા અન્ય સમાજોની વર્તમાન પરીસ્થીતિ નીહાળીએ ત્યારે મુસ્લિમ ખત્રીઓની પછાત સ્થીતિનો આછો પરંતુ સ્પષ્ટ ખ્યાલ સ્હેજે આવી જાય છે. જ્ઞાતિ હિતાર્થે કે જનસમાજના કલ્યાણાર્થે આજે દરેકે દરેક સમાજોએ ગાહોમ કાર્યક્ષેત્રમાં ઝંપલાવી દીધું છે. નવયુગના નૂતન અંદોલનો ઝીલવા અને પ્રજામાં નવચેતન સ્ફુરાવવાનાં આજે પ્રત્યેક સમાજો વિધવિધ પ્રકારનાં પ્રયત્નો સેવી રહ્યા છે. ભાવી પ્રજાને ભવ્ય આદર્શો અર્પણ કરવાનાં આજે એકંદર સમાજોને કોડ જનમ્યા છે. નપુંસકતા અને નિર્માલ્યતારૂપી માનવ જીવનનાં અજોડ શત્રુઓને જમીનદોસ્ત કરવા આજે વ્યક્તિગત હોડ મંડાઈ છે. સારાંશ એ કે યોગ્ય પરીવર્તનની આજે ખત્રીઓ સીવાય અન્ય સર્વેને આવશ્યકતા જણાય છે. જ્યારે સમસ્ત માનવ સમાજ યુગપલટો માગે છે, ત્યારે ખત્રીઓ તો પોતાની સાતમી સદીની પ્રાચીનાવસ્થામાંજ પ્રમાદી બની સંતોષ માની બેઠા છે. જ્યારે રાષ્ટ્ર અને પ્રજાઓનું માનસ જુદીજ દ્રષ્ટિએ ઘડાઈ રહ્યું છે. ત્યારે ખત્રીઓ પોતાનાં માનસને નવેસર ઘડવા જેટલી સતેજ બુદ્ધિ ધરાવતા નથી. એ ઘડીક વાર તો જોનારનેએ આશ્ચર્ય પમાડે છે. પ્રત્યેક સમાજે આજે પોતાની પુર્નરચના કરવાની આવશ્યકતા પીછાણી છે, એવા પ્રગતિ યુગમાં પ્રાચીનાવસ્થામાં પ્રમાદી બની રહી પ્રવૃતિ શુન્ય, પ્રગતિના પડકાર વિરૂદ્ધ છે. ત્યાંથી એક તસુએ આગળ વધવાની મુસ્લિમ ખત્રીઓને લેશમાત્ર ઈચ્છા કે

અભિલાષા નથી એવું દીસે છે. અનેક રાષ્ટ્રો અને અસંખ્ય પ્રજાઓમાં થતાં પરીવર્તનો નજરે જોયાં અને જાણ્યા છતાં આજે મુસ્લિમ ખત્રી સમાજ એ સર્વેની અવગણના કે અવહેલનાં કરી કયાં સુધી આ પૃથ્વીની સપાટી ઉપર અસ્તિત્વ ધરાવી શકશે, એ એક શોચનીય પ્રશ્ન છે.

પ્રાચીન પ્રણાલિકાઓ અને સદીઓ જુની રૂઢીઓનાં એ પૂજકો કે પોષકો, નું સ્થાન આજે અન્ય આગળ વધેલી પ્રજાઓ વચ્ચે કયાં અને કેવો છે, તેનું તેમને લેશમાત્ર પણ ભાન હોય એવું જણાતું નથી. મઝહબનાં અતૂટ ફરમાનો સીવાયની સદીઓથી ચાલી આવતી અયોગ્ય રૂઢીઓની ઝંજીરોને આજે અન્ય એકંદર સમાજોએ કયારથી તોડી ફોડી ફગાવી દીધી છે. મઝહબ સીવાયના એ અયોગ્ય બંધનોથી આજે દરેક દરેક પ્રજાએ મુક્તિ મેળવી લીધી છે.

લગભગ છેલ્લા ત્રણ દશકાઓના વચગાળામાં દુન્યા નો સમસ્ત માનવ સમૂહ રૂઢીઓરૂપી ગુલામીનાં બંધનોમાંથી આઝાદ થયો છે. રશીયા, તુર્ક, ઇરાન, અફગાનીસ્થાન, ઇજીપ્ત ઇત્યાદી અન્ય સર્વ પ્રદેશોની પ્રજાએ સમાનતાનું ધોરણ સ્વીકારી, પોતાની ઉન્નતિ સાધવાનાં પ્રચંડ પ્રયાસો આદરી દીધા છે. દૂર દૂર નજર નહી નાખતાં ખુદ હિન્દમાંજ અન્ય ભાઈ બંધ સમાજોએ અનેરાં આંદોલનોમાં યાહોમ ઝંપલાવ્યું છે.

મુસ્લિમ ખત્રી સમાજ સીવાયનાં અન્ય એકંદર સમાજોએ એકયતાનાં ધોરણ ઉપર વર્ષોથી વેડફાએલી શકિતઓને કેન્દ્રીત કરવાનાં પ્રયત્નો આદરી દીધાં છે. વ્યવસ્થિત રીતે કુચ કદમ કરી રહેલા અન્ય સમાજો ને પોતાની સગી આંખે. સ્પષ્ટ નિહાળ્યા છતાં આજે ખત્રીઓ પટેલાઈનાં મોહમાં પડી વિનાશને નોતરવાનું ઘોર કૃત્ય આચરી રહ્યા છે. એ કાશ પણ દર્દમંદ દીલની આંખો ભીંજવવા માટે પુરતું છે. અન્ય સમાજો જ્યારે ખોટા માન કે મોભાને વીદારી સમાનતાનું ધોરણ સ્વીકારી રહ્યા છે. પક્ષ ભેદ અને મતમતાંતરોને દફનાવી ભ્રાતભાવની ભાવનાં જન્માવી જ્ઞાતિ હીતાર્થે અવીરત પરીશ્રમ સેવી રહ્યા છે. હું તું અને તેનાં અનીચ્છનીય તત્વોને ભસ્મીભૂત કરી એકયતાની અતૂટ કમાન ઉપર સમાજની અણનમ ઇમારત ઉભી કરી રહ્યા છે. જે ધર્મનાં અનુયાયીઓ એક બીજાને સદાએ હીણી દ્રષ્ટિએ નિહાળવાને સદીઓથી ટેવાએલા હતા, તેજ ધર્મનાં અનુયાયીઓ પણ આજે સંજોગોને પારખી લઈ સ્વકલ્યાણાર્થે સમદ્રષ્ટિ કેળવી રહ્યા છે, અને ઉંચ નીચનાં ભેદભાવને નવગજનાં નમસ્કાર કરી રહ્યા છે. આભડ છેટ ને સદીઓથી અપનાવનાર ખુદ સનાતની ભાઇઓ પણ આજે કાળની ગતીને

નમતું આપી સદીઓ જુની આભડછેટને અભરાઈએ મૂકવા પૂરતી ઉદારતા દાખવી શકયાછે. આમ ચારે કોર ઐકયતા અને સમાનતાનાં ધોરણે જીવન જીવવાની ઘોષણાં સંભળાઈ રહી છે. પણ માત્ર મુસ્લિમ ખત્રીઓજ છે, કે જેઓ ઇસ્લામનાં અનુયાયીઓ હોવાનો દાવો કરી રહ્યા છે. જેમને ઐકયતા અને સમાનતાનાં ધોરણનું શિક્ષણ આજથી સાડા તેરસો વર્ષ પૂર્વે મઝહબે સરળ અને સચોટ ભાષામાં આપી દીધું છે. છતાં એ કહેવાતા મુસ્લિમ ખત્રી બંધુઓની મનોદશામાં લગારે પલટો આવ્યો હોય એવું જણાતું નથી. મુસ્લિમ ખત્રીઓની મનોદશાની સ્પષ્ટ રૂપરેખા દોરવવાનું અહીં અસ્થાને છે. સ્પષ્ટ શબ્દોમાં એટલું કહી શકાય, કે એ ખત્રીઓ મુસ્લિમ હોવાનો પોતાનો દાવો રજુ કરી રહ્યા છે. પણ મુસ્લિમોમાં પોતાને ખપાવતા એવા આજનાં મુસ્લિમ ખત્રીઓ, આજે ઇસ્લામનાં એકંદર ફરમાનોને નિર્ભય રીતે ઉથાપી રહ્યાં છે. કારણ કે ઇસ્લામમાં સંકુચીત વૃતિને સ્થાન છેજ નહી, નજ હોઈ શકે. પણ ખત્રી સમાજમાં એ અન્ય એકંદર સમાજો કરતાં અધિક નજરે પડે છે. ખત્રી સમાજનું માનસજ એવા પ્રકારનું ઘડાએલું છે, કે તેમાં ઇસ્લામની સીમારહીત વીશાળતાને સ્થાનજ નથી.

અન્ય સમાજોએ આજે જે ચળવળ ઉપાડી લીધી છે. તેનાં પાઠતો ખત્રીઓને તેરસો વર્ષ પૂર્વે મળી ગયા છે. ઐકયતા અને સમાનતા એતો મુસ્લિમ જીવનનાં મુખ્ય અંગો છે. ઇસ્લામની આખીએ ઇમારત એ બેજ તત્વો ઉપર ઉભી કરવામાં આવી છે. કે જેનો દાખલો જગતનાં કોઈ પણ ધર્મે માનવ જગતને અર્પણ કર્યો નથી. ખુદ હાદીએ રાહબર અને જગતનાં માર્ગ દર્શક નબીએ ઉમ્મી વ અમ્બી ( સ. અ. વ. ) સાહેબની ઝીંદગીજ માત્ર બે વિભાગમાં વહેંચાએલી છે. તબ્લીગ અને તંઝીમ. અને તંઝીમ અર્થાત એકયતા કે સંગઠન તો મુસ્લિમોનાં જીવન તત્વ કે પ્રાણ સમાન વસ્તુ છે. મુસ્લિમોનું અસ્તીત્વ આ સંગઠન વડેજ ટકી રહેવા પામેલું છે. જ્યારથી એ તત્વથી મુસ્લિમો વેગળા થતા ગયા, ત્યારથીજ તેઓએ વિનાશને નોતર્યું છે. એવું ઇતિહાસનું એકેક પ્રષ્ઠ પોકારીને કહે છે. પક્ષ ભેદ કે મત મતાંતરોને ઇસ્લામમાં સ્થાનજ નથી. ઇસ્લામ વિશ્વ ધર્મ છે. તેનાં સિદ્ધાંતો સુલેહ શાંતિ અને સલામતી ઉપર રચાએલા છે. મુસ્લિમોની હસ્તીનો આખોએ દારોમદાર એ સર્વોતમ અને સર્વોપયોગી સિદ્ધાંત ઉપર અવલંબી રહ્યો છે. જો મુસ્લિમ ખત્રીઓ પોતે ઇસ્લામીઓ છે, એવું સિદ્ધ કરવા મથતા હોય તો તેઓમાં ઇસ્લામના શિક્ષણને અનુસરી જીવન

જીવવાની પ્રથાઓને કેટલે અંશે અપનાવી લેવામાં આવી છે, તેનું સ્પષ્ટ સરવાયું મુસ્લિમ જગત આગળ વીના સંકોચે રજુ કરી દેવું જોઇએ મુસ્લિમ ખત્રીઓનાં વર્તમાન જીવન ઉપર દ્રષ્ટિપાત કરતાં ચોખ્ખું દેખાઈ આવે છે કે એ કહેવાતા ઈસ્લામીઓમાં ઐકયતા સમાનતા કે સંગઠન જેવા એકે તત્વનો અંશ માત્ર પણ શોધ્યો જડે તેમ નથી. ઈસ્લામનાં પવિત્ર ફરમાનોથી સદાએ વિરૂદ્ધ વર્તનાર એ મુસ્લિમ ખત્રી ભાઇઓમાં આજે સમસ્ત જગતની ઈર્ષ્યા વૈર અને અદેખાઈનાં સામ્રાજ્ય સ્થપાએલાં છે. ઉદ્યોગ હુન્નર અને કેળવણી ઈત્યાદી સર્વમાં સર્વથી પાછળ એવા મુસ્લિમ ખત્રીઓમાં આજે ધાર્મિક કે સંસારીક બન્નેમાંથી એકે શિક્ષણનો સદંતર અભાવ નજરે પડે છે. વિદ્યારૂપી એ અમૂલ્ય રત્નને સાધન રહીત જમાનામાં પણ દૂર દૂર દેશ જઇ પ્રાપ્ત કરવાની પ્રેરણા પાનાર મઝહબનાં અનુયાયીઓને, આજે કોણ એમ કહીશકે કે તેઓ ખરેખરા ઇસ્લામીઓ છે? આજનાં સર્વ સાધન સંપન્ન જમાનામાં દૂર જઇ વિદ્યાને વરી લેવાનું કોરે રહ્યું પણ સ્વદેશમાંજ રહીને ઘર બેઠે શિક્ષણ મેળવવાની જરૂરત પણ તેમને જણાતી નથી. મફત શિક્ષણ મળતાંએ સ્હેજે મેળવી લેવા આજનાં મુસ્લિમ ખત્રીઓ તત્પર નથી. ભાવી પ્રજાનું ભાવી ઘડવાનું કર્તવ્ય આજનાં માબાપોનું હોઈ શકે એ આજે સર્વ માન્ય સિદ્ધાંત હોવા છતાં મુસ્લિમ ખત્રીઓ પોતાની જવાબદારીમાંથી સિફતથી છટકી જવાનાં મિથ્યા પ્રયત્નો સેવે છે, એ દેખી અંતરમાં અગ્નિ પ્રજ્વળે છે.

મૂર્ખ હોય તેને આપણામાં હજામ કે ગધેડાની ઉપમા અપાય છે. પણ આજે તો હજામો અને એ ગધેડાઓનાં ચારનાર કુંભારોમાંએ જાગ્રતિ આવવાનાં ચિન્હો દેખા દે છે. હજામો, ધોબીઓ અને એવાજ અન્ય સમાજોમાં પણ આજે નવયુગની નુતન પ્રવૃતિઓ પુરજોશ ચાલી રહી છે. આમ એકંદર વસ્તુ સ્થીતી વીલોકતાં આજનાં મુસ્લિમ ખત્રીઓની પીછે હઠ તેમના પોતાના માટે શરમાવનારી ગણી શકાય. વ્યકિતગત હું અને તું નાં ભોગ થએલાં અને થતાં મુસ્લિમ ખત્રી બંધુઓને પોતાની પ્રત્યક્ષ દેખાતી પડતીનુંયે લેશમાત્ર પણ ભાન નથી. એથી વિશેષ ખેદજનક શું હોઈ શકે? પ્રત્યેક સમાજોએ આજે યથાશક્તિ શકય તેટલી પ્રગતિ સાધી લીધી છે. શાળાઓ, પાઠશાળાઓ, વ્યાયામશાળાઓ, હોસ્ટેલો, હોસ્પીટલો, આશ્રમો, ઓર્ફનજો અને બોર્ડીંગો ઇત્યાદિ સ્થાપી છે. આવી સર્વોપયોગી સંસ્થાઓ રહીત આ વીશાળ પૃથ્વી તટ ઉપર જો કોઈ સમાજ હોય તો

તે માત્ર કમનસિબ મુસ્લિમ ખત્રી સમાજ છે. એ એકજ અભાગી સમાજ એવો છે જેને આજનાં જાગ્રત જમાનામાં પણ જીવનની જરૂરીયાતો પૂરી પાડવાનાં સાધનો એકઠાં કરવાનો અવકાશ કે ઇચ્છા નથી. જેનાં અનેક પૂરાવાઓ મોજુદ છે તેમાંથી થોડાક અત્રે રજુ કરીશ તો અસ્થાને નહીંજ ગણાય—

(૧) આજથી અર્ધ ડઝન વર્ષ પૂર્વે કેટલાક શુભચિંતકોની જાગૃતિના અંગે જ્ઞાતિ સંમેલન બોલાવવાની એકત્ર તૈયારીઓ થઈ હતી. અનેક અવરોધોને ઓળંગી અને અનેક મત મતાંતરો વિદારી મુસ્લિમ ખત્રીઓને એકત્ર કરવાનો સફળ પ્રયત્ન થયેલ. પરિણામે હાલાઇ મુસ્લિમ ખત્રી કોન્ફરન્સ બોલાવવામાં ફતેહમંદી પ્રાપ્ત થઈ હતી. ભાઈ ભાઈથી અભડાય એવા મુસ્લિમ ખત્રીઓને જેતપુર મુકામે બોલાવવામાં આવ્યા હતા. લગભગ દોઢસોથી વધુ ડેલીગેટોએ સહર્ષ હાજરી આપી એ શુભ પ્રવૃતિમાં સહકાર આપ્યો હતો. સપ્ત પટેલોની આપખુદી વચ્ચે માત્ર અલ્લાહનીજ અમિદૃષ્ટિ વડે સમાનતાના ધોરણોનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. અનેક પ્રકારની માથાઝીકના અંતે ખુદ બુઝુર્ગ પટેલોએ પણ ન છુટકે પસાર થયેલા ઠરાવોને મંજુરી આપવાની મોહર મારી હતી. સ્પષ્ટ શબ્દોમાં કહું તો એ પ્રથમાધિવેશન હાલાઈ મુસ્લિમ ખત્રી સમાજના સંગઠનનાં બીજારોપણ સમાન હતો. એ પ્રાથમિક સંમેલનને હાલાઇ મુસ્લિમ ખત્રી સમાજના ભાવી ઘડતરનું ખાત મુહુર્ત તરીકે લેખી શકાય. એજ વખતે દ્વિતિય સંમેલન જામનગર મુકામે ભરવાનું સર્વાનુમતે ઠર્યું હતું. જેતપુર મુકામે થએલા કાર્યની સ્પષ્ટ રૂપરેખા તથા પસાર થએલા ઠરાવો સાથે અમલમાં મુકવાના ધારાધોરણો તથા હિસાબ ઇત્યાદિ એકજ લઘુ પુસ્તકમાં અંકિત કરી રાજકોટ છપાવી, જુનાગઢથી રીતસર કાઠીયાવાડના એકંદર શહેરો અને ગામડાઓમાં પોસ્ટદ્વારા પહોંચતો કરવામાં આવ્યો હતો. ત્યાર બાદ બીજી બેઠક સીમલાની એકાદ ખાનગી બેઠકની જેમ જામનગર મુકામે મળી હતી. એકઠા થયેલા બુઝુર્ગો અને સજ્જનોએ શું ઉકાળ્યું તેનો અહેવાલ અત્યાર આગમચ પ્રસિદ્ધીમાં આવ્યો નથી. અને ત્યાર પછી તો સમાજ પાછો કુંભકર્ણની ઉંઘમાં ઘસઘસાટ ઉંઘી જવાના અયોગ્ય સમાચાર મળ્યા. માત્ર ત્રણ વર્ષ વીત્યાં ન વીત્યાં ત્યાં તો મુસ્લિમ ખત્રી સમાજ પૂર્વની સ્થીતીએ પાછો આવી ઉભો. સાચી ધગશના અભાવે કહો કે સ્વદેશમાં સદાએ વસતા સજ્જનોની બેદરકારીના અંગે એ પ્રવૃતિ સદંતર હતી ન હતી થઈ ગઈ. પરત જાગૃત થવાની કોઇને ખેવના ન હતી ત્યાર બાદ—

( ૨ ) પરદેશથી એક વ્યક્તિ પાછી સ્વદેશ આવી પહોંચતા અને સમાજની સ્થીતીનો અભ્યાસ કરતાં, ઇચ્છા છતાં એકલે હાથે ઝઝુમવાનું તેને યોગ્ય ન જણાયું. ક્ષેત્રને ફરીથી ખેડવાની અખંડ ભાવના હોવા છતાં, અણ ખેડાયેલાં ક્ષેત્રમાં ફરીથી હળનો ઉપયોગ કરી લેવાનાં વિચારો સ્ફુર્યાં. એકાદ સાથીની આવશ્યકતા જણાઇ. અને તે તરતજ શોધી લેવામાં આવ્યાં. યોજના યોજાઇ, અને છેવટે એક પત્રિકાદ્વારા સમસ્ત સમાજને જાગ્રત કરવાનું ઉચ્ચિત ધાર્યું. પત્રિકાનો એકંદર ખર્ચ આપવાની જ્ઞાતિની સદાએ મુંગી સેવા કરનાર મુરબ્બી વલીમોહમદ હાજી અબ્દુલ્લાહ સાહેબ ( માણાવદર વાલા ) એ સહર્ષ કબુલાત આપી. પરીણામે પત્રીકા લખી, પ્રગટ કરી અને સાથેજ પોસ્ટદ્વારા સર્વત્ર પાઠવી પણ દીધી. પત્રિકાનો યોગ્ય સત્કાર થશેજ અને અનેક ઉત્સાહી સજ્જનો પત્રિકા બહાર પાડનાર સેવકો સાથે સહકાર સાધવા પોતાનો ઉદાર તેમજ મર્દાનગીભર્યો હાથ અવશ્ય લંબાવશેજ એવી આશા હતી. પણ ટુંક વખતમાંજ એ આશયો ઉપર નિરાશાના પૂર ફરી વળ્યાં અને અંતે પાછા સ્વદેશથી પરદેશગમન કરવાનો પ્રસંગ આવી પહોંચ્યો. પાછળથી એ કાર્યને વળગી રહેવાની કે આગળ ધપાવવાની ઇચ્છા કોઇને જન્મીજ નહીં. સમાજની સાચી ધગશ ધરાવનાર યુવક બંધુ “ નયન ” પણ એ આખાએ પ્રકરણનાં પ્રસંગે ગેર હાજર હતા અર્થાત તેઓ પણ આફ્રીકા જેટલા દૂર દેશમાં વ્યાપારમાં રોકાયલા હતા. પ્રાથમીક ચળવળમાં એ ભાઇશ્રીની હાજરી અત્યંત આવશ્યક હતી એવું માનવાને સબળ કારણો છે.

( ૩ ) લગભગ આજથી ચાર પાંચ વર્ષ પૂર્વે જુનાગઢમાં એક કલબના સ્વરૂપમાં નાઇટ સ્કુલની સ્થાપના થઇ હતી. જેનો પવિત્ર હેતુ મુસ્લિમ ખત્રી બાળકોને સંસારિક તેમજ ધાર્મિક શિક્ષણ આપવાનો હતો. ઉપરાંત જ્ઞાતિજનોમાં ભ્રાતૃભાવ કેમ પ્રગટે તેનાં માટે વિચારણા ચલાવવાનો એ ઉદ્દેશ હતો. માત્ર એક આનો માસિક આપનાર એ સંસ્થાનો મેમ્બર થઇ શકતો અને એવા થએલા મેમ્બરના એકંદર બાળકો આ સંસ્થામાં પુસ્તકો ઇત્યાદિ ખરીદવાની ભાંજગડમાં પડયા વગર મફત કેળવણી લેવા ભાગ્યશાળી થતા. માત્ર એકજ આનામાં બે ચાર કે તેથીએ વધારે બાળકોને મફત શિક્ષણ આપવામાં આવતું. વળી અધુરામાં પૂરૂં બાહ્રુતી શિક્ષકો નહીં રાખતાં જાતે બાળકોને કેળવણી આપવાનો પ્રબંધ કરવામાં આવ્યો હતો અર્થાત સમાજના બે યુવકો પોતાનાં પ્યારાં નહાનાં ભાઇઓને

કાળજીપૂર્વક શિક્ષણ આપતાં. આમ એકંદર રીતે સસ્તુ અને સર્વોત્તમ શિક્ષણ આપવાની એ એક આદર્શ સંસ્થા હતી. લગભગ ચાર માસ સુધી એ રાત્રિશાળા નિયમિત ચાલી હતી. એટલામાં સંચાલકો ફરીથી વિદેશ જવાની તૈયારી કરવા લાગ્યા. કાર્ય મજકુરને આગળ ધપાવવા સ્થાનિક બંધુઓને અરજ કરવામાં આવી, પણ કોણ લક્ષ આપે? અત્યંત વેદના અનુભવી. બ્હારનાં શિક્ષકોને બારોબાર પગાર પહોંચતો કરવાની જવાબદારી માથે લેવામાં આવી, છતાં વ્યક્તિગત એકાદ કલાક હાજરી આપવાનું કોઈને ન રૂચ્યું. દરરોજ નહીં તો પોણોસો ઘરો વચ્ચે અનુક્રમે અઢી માસમાં માત્ર એકજ દીવસે માત્ર એકજ કલાક શિક્ષણના ટાઇમે એક માણસે હાજર રહેવું, એવી અલ્પ અને નજીવી માંગણી નમ્રતાપૂર્વક કરવામાં આવી. પરંતુ અફસોસ કે અઢી માસમાં માત્ર એકજ કલાક પોતાના પ્યારા બાળકોનાં શિક્ષણાર્થે અર્પણ કરવા જેટલી ઉદારતા દાખવનાર એક પણ વીર ન નીકળ્યો. અંતે સ્હેજે સ્થપાયેલી જ્ઞાન પરબને સ્વજનોએજ ઉખેડી નાંખી, છતાં નિરાશ નહીં થતાં વળી એક નવી પ્રયુક્તિ અજમાવવાની ઇચ્છા થઇ.

( ૪ ) ગરીબ અને નબાપા બાળકોને કેળવણી અપાવવાની યોજનાં યોજી, તેમને સરકારી મદ્રેસા કે સ્કુલમાં શિક્ષણ મળી શકે તેવો પ્રબંધ કર્યો. નબળા અને અશક્ત માબાપોને પોતાનાં કુમળાં બાળકોની નજીવી કમાઇનોએ મોહ રહે, એ સ્વભાવિક છે. અનેક બાળકો જુદે જુદે ધંધે વળગી દરરોજનાં બેચાર આના મેળવી માબાપોને સંતોષવા, પોતાની બાલ્યાવસ્થા કે નિર્દોષતાને અયોગ્ય દીશાએ વેડફી નાખતાં લાચારીએ શિક્ષણ મેળવવાને બદલે પેટનો ખાડો પૂરવાની તેમને ફરજ પડતી. આવા બાળકોની વર્ણી કરી માસિક તેઓ જેટલું મેળવી માબાપોને અર્પણ કરતા હોય, તેટલુંજ ધન કે ધાન્ય તેમનાં માબાપોને આપી, બાળકોને મજુર જીંદગીમાંથી અળગા કરી શાળાઓમાં દાખલ કરી દેવાની યોજનાં યોજાઈ. એ યોજનાં એક જ્ઞાતિ હીતેચ્છુ સમક્ષ રજુ થઇ. તરતજ એ શ્રીમંત સજ્જને વાર્ષિક પંદરસો રૂપીયા સ્થાનિક મુસ્લિમ ખત્રીઓનાં બાળકોને કેળવણી અપાવવા માટે આપવાનું કબુલ કર્યું. પણ ભાગ્યહીણ ખત્રી ભાઇઓને પોતે અશક્ત છતાં આવી :મદદ લઈ ઔલાદને શિક્ષણ આપવામાં નામોશી જણાઈ. જાતે શિક્ષણ આપવાનો પ્રબંધ કરી શકે એવી સ્થાતિમાં નહોવા છતાં પોતાનાંજ સ્વજન સજ્જન બંધુની સ્હાયતા-

નોએ તેમણે અસ્વીકાર કર્યો. મુસ્લિમ ખત્રીઓની અજ્ઞાન મનોદશાનો એથી અધિક પૂરાવો ભાગ્યેજ શોધ્યો જડી શકે.

( ૫ ) હાલમાંજ પોરબંદરનાં ભાઇઓએ " ધી. પોરબંદર મુસ્લિમ ખત્રી અંજુમન " નામની સંસ્થા છેલ્લા ત્રણ ચાર વર્ષો થયાં સ્થાપી છે. જેનાંથી અનેક આશાઓ રાખી શકાય. પણ નામ ઉપરથી સંકુચિત વૃત્તિનો આભાસ સ્હેજે થાય છે. આથી મજકુર સંસ્થાને ઉતારી પાડવાનું આ પ્રયત્ન છે, એમ કોઇ પણ ભાઇને માની લેવાને કશુંએ કારણ નથી. કહેવાનું તાત્પર્ય એજ છે, કે " પોરબંદર "ની જગ્યાએ કાઠિઆવાડ મૂકવામાં આવતે તો વધુ ઉચ્ચીત ગણાતે, મ્હારી દ્રષ્ટિએ તો એ સંસ્થાનું નામ **" અખિલ હિન્દ મુસ્લિમ ખત્રી અંજુમન "** હોય કે થાય તો વિશેષ આવકારદાયક ગણાય. કારણ કે અંજુમન જેવી એકાદ સંસ્થાનાં હેતુઓતો સારાજ હોય એમ સર્વ કોઈ સ્વીકારી શકે. પણ માત્ર એ " સારા "માંજ સર્વ દીશાઓનો સમાવેશ થઈ ગએલો હોવો જોઇએ. આગળ દર્શાવી ગયોછું તેમ ઇસ્લામમાં સંકુચીત વૃત્તિને સ્થાનજ નથી. ઇસ્લામ વિશાળ દ્રષ્ટિ કેળવવાનું કહે છે. અને એક મુસ્લિમ અંજુમન પછી તે ગમે તે સમાજ કે જ્ઞાતિની હોય તેણે ઇસ્લામનાં એ અજોડ સિદ્ધાંતને તો અપનાવ્યેજ છુટકો એટલુંજ નહી પણ એમાંજ સંસ્થા અને સમાજ બન્નેનું ગૌરવ રહેલું છે. " પોરબંદર "ની જગ્યાએ " અખીલ હિન્દ "નાં શબ્દો ટાંકી નાંખવામાં કાંઇક ખાસ અડચણ ઉભી થવા સંભવ હોય તો પણ એજ જગ્યાએ કાઠિઆવાડ શબ્દ તો અવશ્ય મૂકીજ શકાય. આથી ભાવનાં વિશાળ થાય અને કાર્ય ક્ષેત્ર પણ વધે. સાથેજ સમસ્ત કાઠીઆવાડનાં મુસ્લિમ ખત્રીઓની શકિતઓને કેંદ્રીત કરતાં, ધ્યેયને પહોંચી વળવાનું સુલભ થાય. અને હાલની ધી પોરબંદર મુસ્લિમ ખત્રી અંજુમન " ધી કાઠિઆવાડ મુસ્લિમ ખત્રી અંજુમન " બની પોતાની પાંખો સર્વત્ર વિસ્તારી કાઠીયાવાડનાં એકંદર સ્વજનોને પ્રસંગોપાત એકઠા કરી ચોકકસ દીશાએ દોરવી શકે. સમય તો એવું શીખવે છે, અને મઝહબે તો આજથી તેરસો વર્ષ પૂર્વે એવું શીખવી આપ્યું છે, કે મુસ્લિમોમાં સમાજ કે જ્ઞાતિ ભેદ હોઈ શકેજ નહીં છતાં આપણે જો એ પ્રમાણે તત્કાળ કરી શકવાને અસમર્થ હોઇએ, તો પણ એટલું તો અવશ્ય કરી શકીએ કે હાલાઇઓમાં પ્રથમ એકયના સ્થાપી વિચારોને કેળવી હાલાઈ કચ્છી એવો ભેદ દૂર કરીએ, રૂઢીરૂપી ઝંજીરોમાં જકડાએલા બુઝુર્ગો અને અજ્ઞાન યુવક બંધુઓને આ વાત કદાચ ન્હી રૂચે પણ મુસ્લિમ થવા કાજે આટલું તો

અવશ્ય કરવુંજ પડશે. આજે નહી કરો તો પાસેનાં ભવિષ્યમાં સ્વયં તેમ કરવાની ફરજ પડશે. ખત્રીઓ જો મુસ્લિમો થવા માગતા હોય તો મ્હારી આ અપીલ ઉપર લક્ષ આપે. વ્યક્તિગત વિચાર કરે. અને કાળ પોતાની ક્રુરતા દાખવી એકત્ર થવાની ફરજ પાડે, તે કરતાં પહેલાં જાતેજ પોતાનાં હિતનો વિચાર કરી ઐકયતા સાધી લેવામાં મુસ્લિમ ખત્રીઓનું કલ્યાણ છે. સમસ્ત હિન્દમાં આપણી સંખ્યા કેટલી છે. તેનાં આંકડા એકઠા કરવાથી આપણો સમાજ પણ સંખ્યાની દ્રષ્ટિએ ન્હાનો નથી. હાલાઈ, કચ્છી, મારવાડી, અને પંજાબી એ સર્વ એકત્ર થાય તો આપણી સંખ્યા કેટલી છે, એ સ્હેજે કલ્પનામાં આવી શકે તેમ છે. મુસ્લિમ ખત્રીઓ આજે પક્ષભેદમાં વહેંચાઈ જઈ પોતાની રહી સહી ક્ષુલ્લક શકિતઓને એ અયોગ્ય દીશાએ વેડફી રહ્યા છે. પરીણામે આજે હાલાઇઓની સંખ્યા માત્ર નજીવી બની રહેલી છે. ૪૫૦૦ વ્યક્તિઓનાં એ લઘુ સમાજને આજે ભાગ્યેજ યોગ્ય સ્થાન મળી શકે. અને ઉદારતાને વશ થઈ અજ્ઞાનતાનાં અંગે સદા અંધાપો સેવી આજે મુસ્લિમ ખત્રીઓએ સ્વયં વિનાશ નોતર્યો છે. આગેવાનો ઇચ્છે તો હમણાંજ પરસ્પર સહકાર સાધી સમાજને ઉગારી લેવા વ્યવસ્થિત કુચ કદમ કરવા શક્તિવાન થાય. આ બાબતમાં સૌથી આગળ પડતો ભાગ લઇ શકે અને સક્રિય સહાનુભુતિ દર્શાવી શકે એવી એક આદર્શ વ્યક્તિ મ્હારી દ્રષ્ટિએ સદાએ તરવરે છે, અને તે વ્યક્તિ અન્ય કોઇજ નહીં પણ સેન્ટ્રલ ખિલાફત કમીટીનાં મુરબ્બી આહમદ હાજી સીદીક ખત્રી સાહેબ છે કે જેઓને અન્ય સર્વ સાધારણ જનોથી અનેક ગણી વધારે સ્વજ્ઞાતિની સાચી ધગશ છે વર્ષો પહેલાં હાલાઈ કચ્છી એક કરી નાંખવાની તેઓએ અનેક યુક્તિ પ્રયુક્તિઓ દ્વારા પ્રયત્ન કર્યા હતા, આજે પણ બન્ને પક્ષ ઉદારતા દાખવે તો વર્ષો પહેલા એ અણ ઉકલ્યા પ્રશ્નની સંતોષકારક સમાધાની સ્હેજે થઈ શકે. મુસ્લિમ ખત્રીઓને અંધકારમાંથી પ્રકાશમાં લાવવા માટે હવે સત્વર તત્પર થવું, એ પ્રત્યેક ખત્રીઓનું ધર્મ ગણાવું જોઇએ. આ ફરજ ઓછા કે વત્તા પ્રમાણમાં વ્યક્તિગત દરેકે દરેક ભાઈ અદા કરી શકે. મુરબ્બી આહમદ હાજી સીદીક ખત્રી અને લાગતાવળગતાઓને કે જેના હૈડે સ્વજ્ઞાતિની લેશ માત્ર પણ દાઝ હોય, જેઓને પોતાના સ્વજનોની વર્તમાન દયાજનક સ્થિતિ વારંવાર અશ્રુ વહાવવાની ફરજ પાડતી હોય, એવા એકંદર દર્દમંદ આત્માઓએ એકત્ર મળી આ કાર્યને સફળતાપૂર્વક પાર ઉતારવા તત્પર થવું એવી મારી નમ્ર યાચના છે. સાથેજ હાલાઇ મુસ્લિમ ખત્રીઓનાં આગેવાનો કે વડવાઓને પણ હું નમ્રતાપૂર્વક વિનવું છું, કે તેઓએ આજ તકે પોતાનાં ક્ષુલ્લક સ્વાર્થોને જતા કરી, સમસ્ત સમાજનાં કલ્યાણાર્થે, કચ્છી બંધુઓ સાથે ભ્રાતૃભાવ સાધી લેવા વિના સંકોચે હસ્ત લંબાવી, એક શુભ કાર્યમાં આગળ પડતો ભાગ ભજવી, જશ ખાટી જવાની સાથે. સાચા મુસ્લિમ તરીકેનો પરચો દાખવી સજ્જનતાનો પૂરાવો રજુ કરી દેવે ઘટે. અસ્તુ.

**“ વતને હિન્દકે સોચે હુવે ખત્રી જાગો. ”**

* * * * * *

૧ " ગરીબાઈ એ આળસ, ઉડાઉગીરી, વ્યસન, અપ્રમાણિકતા અને ખરાબ ચારિત્ર્યનુંજ પરીણામ છે. "

૨ " જમાનાઓ થયાં જામેલા અજ્ઞાનનાં થરોને કેળવણી (ઈલ્મ) દ્વારા પ્રજા શરીર પરથી ઉખેડવા પ્રયત્ન કરો. "

૩ " પ્રયત્ન વિણ પરિવર્તન થવાનું નથી. અને પરિવર્તન વિનાનું જીવન એટલે નરી નિરસતા જીવનનું લક્ષણજ પરિવર્તન છે "

૪ " કોઈ પણ નાનું કે મોટું કાર્ય કરતાં પહેલાં આપણે વિચારવું જોઇએ, કે એની પાછળ પ્રાણ નીચોવી દેવા સુધીની તૈયારી કે શ્રદ્ધા બળ આપણામાં છે ! જો હોય તો સમજ જો કે વિજય તમારા હાથમાંજ છે. "

૫ " અખુટ ધૈર્ય અને અજોડ આત્મશ્રધ્ધા વિનાં સફળતા પ્રાપ્ત થઈ શકતી નથી, એ લક્ષમાં રાખજો. "

* * * * * *

આ ચોપડી અમદાવાદ કાળુપુર પાંચપટી પાંચખડકીની પોલમાં આવેલા ધી નિઝામી પ્રી. પ્રેસમાં મીરઝા હુસેન અશરફ મોહંમદ અશરફે છાપી છે.